श्री

# गोदावरी माहात्म्य.



અસલ ઉપરથી

प्रसिद्ध करनार

अंबालाल शंकरभाई पाठक.

पादरा



अमदावाद.

"આર્યોદય" પ્રેસ.



संवत १९६२



કીમત આનો.

# પ્રસ્તાવના.

આર્યો !

વ્યવહારીક વિચારો હયાતીમાં ઉપયોગી છે. પરંતુ ધર્મ સંબંધી પવિત્ર વિચારો આ નાશવાન જગતને છોડવાની વેળાએ સુખ દાયક થઇ પડવાના એ અનુભવ સિદ્ધ છે. હવે સિંહના ગુરૂ દર બાર વર્ષે આવેછે. અને તે પ્રસંગે આપણા આર્યો શ્રી ગોદાવરી (ગંગામાં) સ્નાન કરવા જાય છે; તો હવે એ ગોદાવરીનું મહાત્મ્ય શીરીતે પ્રાપ્ત થઇ વૃદ્ધિ પામતું ગયું એ બાબત મ્હારા કેટલાક મિત્રો તરફથી મને સૂચના થવાથી મેં એ વિષય સુજ્ઞજન સમક્ષ મુકવા પ્રયાસ કર્યો છે; તો મ્હારી અલ્પ મતિના લખાણમાં કવચિત દોષ હશે તો સુજ્ઞજનો સુધારી વાંચશે.

પાદરા<br>સંવત ૧૯૫૨ } અંબાલાલ શંકરભાઈ પાઠક.



५२२५ ~~५११~~

श्री

श्रीगणेशाम्बिका भ्याम्नमः

# श्रीगोदावरी माहात्म्य.

## शार्दूल विक्रीडित वृत्तम्

चूडोत्तंसितचारु चंद्रकलिकाचग्चच्छिरवाभास्वरो
लीलादग्धविलोलकामशलभः श्रेयोदशाग्रे स्फुरन्
अंतःस्फुर्जितपार मोहतिमिर प्रागभारमुश्चाटयन्
चेतःसद्मानि योगिनां विजयतेज्ञान प्रदीपोहरः ॥

**सूत उवाच.**

श्रुयतामृषयःश्रेष्टाःकथापाप प्रणाशिनी ।
कथयामियथाव्यासात् श्रुताचऋषिभिःसह ॥
पुराऋषिवरः श्रेष्टोगौतमो नामाविश्रुतः
यस्यपत्नीपरासाध्वी अहिल्यानाम विश्रुताः ॥

સૂત પુરાણિક સૌનકાદિક ઋષિયો. પ્રત્યે કહે છે કે.

પૂર્વ સમયમાં. શ્રીમાન્ ગૌતમ ઋષિ વર્ય હતા. અને તેમને સતીયોમાં શ્રેષ્ટ ગણાતી અહિલ્યા નામની પત્ની હતી. આ ગૌતમ ઋષિના આશ્રમમાં ઘણા વર્ષના દુષ્કાળથી પીડાયલા ઋષિયો પોતાના સુખાર્થે નિવાસ કરી રહ્યા હતા. કારણ કે—ગૌતમ્ ઋષિએ દક્ષિણ દિશામાં બ્રહ્મગિરી નામે પર્વત ઉપર ઉગ્ર તપ કરી, ને વરૂણ દેવતાની ઉપાસના કરી, તેમને પ્રસન્ન કરી અક્ષય જળની પ્રાર્થના કરી. તેથી વરૂણદેવે અક્ષય જળનો કુંડ કરી આપ્યો, જેથી વિશેષ અ-

જની પ્રાપ્તિ થવા લાગી. આ પ્રમાણે ઇચ્છિત વરની પ્રાપ્તિ થવા-થી ગૌતમાદિ સર્વે ઋષિઓ અત્યંત સુખ ભોગવવા લાગ્યા. તેઓ ઘણા લાંબા સમય સુધી ત્યાં નિવાસ કરી આનંદમાં દિન નિર્ગમન કરવા લાગ્યા. તે અરસામાં એક સમયે પોતાની સ્ત્રીયોને અહલ્યા સાથે વાત કરતાં સાંભલા ઉપરથી બીજા ઋષિઓના મનમાં એમ આવ્યું કે આ ગૌતમ ઋષિના આશ્રમમાં આપણે નિવાસ કર્યો છે. અને સુખ પામીયે છીયે તેથી ગૌતમ ઋષિના મનમાં ગર્વ પ્રાપ્ત થયો છે. કારણ કે આપણી સ્ત્રીયો પ્રત્યે અહિલ્યા હલકાં વચનો ઉચ્ચારે છે. માટે એ ઋષિના ગર્વનો નાશ થાય તથા સર્વ ઋષિયો કરતાં એમની મહત્વાતા ઘટે એમ યોજના કરવી. એમ વિચાર કરી. તેઓએ શ્રીમન્ ગજાનંદની ઉપાસના આરાધી. દુર્વાદલ. કમલ, તથા તાંદુલ અને સિંદુર મોદિકાદિકથી ષોડસોપચારી પૂજા કરી ગજાનં-દને પ્રસન્ન કર્યા. પૂજાથી પ્રસન્ન થયેલા ગણેશ આ પ્રકારનું વચ-ન બોલ્યા.

"હે ઋષિયો ! હું તમારી પૂજાથી સંતુષ્ટ થયોછું. માટે તમા-રા મનનો ઇચ્છિત વર માગી લ્યો. હું તે આપવા તત્પરછું."

આવું વચન સાંભળી સર્વ ઋષિયો બોલ્યા કે "જો તમો અ-મારી ઉપર પ્રસન્ન હો તો આ આશ્રમ થકી ગૌતમ ઋષિને તિર-સ્કાર કરીને અમો કાઢી મુકીયે એવો કાંઇ ઉપાય આપ મનમાં યોજી કાઢી અમને બતાવો."

આ સાંભળી શ્રી ગજાનંદ બોલ્યા કે—

"હે ઋષિયો, શ્રી ગૌતમ ઋષિના અપરાધ વિના તમે ક્રોધ કરોછો. તથા અપમાન કરવાની ઇચ્છા દેખાડો છો એ યોગ્ય નથી."

આ ઉપરથી ઋષિયો બોલ્યા કે—

"હે ભગવત્ અમારે એજ વરદાન માગવાનું છે. બીજા કોઇ પ્રકારનો અમારે સંકલ્પ નથી."

એવું સાંભળી શ્રી ગણપતિએ વિચાર કર્યો કે અસાધુ પુરૂષો સાધુપણાને પામતા નથી, અને અસાધુ પુરૂષો સાધુ લોકોને અને મહાત્માને દુઃખ આપનારાજ છે; એમ વિચારી ભક્તની આધિનતાને તાબે રહીને ફરીથી વચન બોલ્યા કે—

"તમોએ જે પ્રાર્થના કરીછે. તેજ પ્રમાણે હું કરીશ." એમ બોલી અંતર્ધ્યાન થઇ ગયા.

આ હકીકત શ્રી ગૌતમ ઋષિને ખબર ન હોવાથી આનંદ મનથી પોતાનું નીત્ય કર્મ તથા ઇશ્વર સ્તવન કરવામાં પોતાનો કાળ ગાળતા હતા.

હવે ગૌતમ ઋષિના આશ્રમ સમિપ યવ તથા ડાંગેરના ક્યારડા હતા, તેમાં શ્રી ગણપતિદેવ ગાયનું સ્વરૂપ ધારણ કરીને આવ્યા, અને ડાંગેર તથા યવ ચરવા માંડી. ગાય શરીરે દુર્બલ હતી. તેવા સમયમાં શ્રી ગૌતમઋષિ ભાવિ યોગથી તે ક્યારડા સમીપ આવ્યા. અને ગાયને ચરતાં દીઠી. ત્યારે ગૌતમ ઋષિએ દયા ભાવથી વિચાર્યું કે આ ગાય જો જવ તથા ડાંગર ચરી જશે તો સમસ્ત ઋષિયે અને હું સર્વ ક્ષુધાના દુઃખથી પીડીત થઇશું; અને જો ગાયને અત્યંત ક્રોધ કરીને હાંકવા જઇશ તો ગાય દુખિત થશે, એમ ધારી **ગાયને હાંકી** તૃણથી ગાયને હાંકી. તે તૃણનો સ્પર્શ થતાંજ તે પૃથ્વિ ઉપર ઢળી પડી, અને તરતજ પ્રાણ ત્યાગ કર્યો. તે વખત ઋષિ માત્ર જે ગુપ્ત રીતે આશપાસ સંતાઇ રહ્યા હતા તે સર્વે પ્રગટ થઇ બોલી ઉઠયા કે આ ઋષિયે ગૌહત્યા કરી તે ધર્મ વિરૂદ્ધ આચરણ કર્યું છે. તે સાંભળીને અહિલ્યા સહ વર્તમાન ઘણા ખેદિત થયાં, અને પ્રભુની પ્રાર્થના કરતાં હતાં. કે હે પ્રભુ! અમારે ક્યાં જવું અને શું કરવું? આ પ્રમાણે ખેદ કરવા લાગ્યાં સર્વ ઋષિ પત્નીયો અહિલ્યાને દુષ્ટ વચનથી ધીક્કારવા લાગીઓ. અને સર્વ ઋષિયો પણ ગૌતમ તરફ પોતાનો તિરસ્કાર દેખાડવા લાગ્યા; અને કુ-

હેવા લાગ્યા કે "હે ઋષિ ગૌતમ! તમારા તપ, હોમ, યજ્ઞાદિક સત કર્મોને ધિક્કાર છે. હવે તમારી મુખમુદ્રા અમોને દેખાડતા નહીં, અને આ સ્થાન ત્યાગ કરો, નહિં તો તમારાં દર્શનને લીધે ભ્રષ્ટ થવાથી અમારે સ્નાન કરવું પડશે. કારણ કે અગ્નિ તથા પિત્રિ આદિ પુજ્ય લોકો અમારાં બળિ વગેરેનો અનાદર કરશે, માટે આપ સપરિવાર આ સ્થાનનો સત્વર ત્યાગ કરો."

એવું વચન સાંભળી ગૌતમ ઋષિ કહેવા લાગ્યા કે "હે ઋષિયો! તમારૂ બોલવું સત્ય છે, અને તમારા કહેવાથી આ આશ્રમનો ત્યાગ કરી હું ચાલ્યો જઇશ." આ પ્રમાણે બોલી એમણે આ આશ્રમનો સપરિવાર ત્યાગ કર્યો અને ત્યાંથી એક કોસને છેટે નવો આશ્રમ બાંધી ત્યાં નિવાસ કરવા લાગ્યા.

જતી વખતે ઋષિયો બોલ્યા કે "હે ઋષિ! તમારે વેદોક્ત કર્મનો અધિકાર નથી." ત્યાર બાદ બધા ઋષિયોએ પરસ્પર એવો ઠરાવ કર્યો કે કોઇએ ગૌતમ ઋષિના મુખ સામુ જોવું નહીં, તેમની સાથે બોલવું નહીં. અને ટુંકામાં તેમની સાથે સર્વ કાર્ય વ્યવહાર બંધ કરવો, તેમજ પોતાની સ્ત્રીઓને પણ આજ્ઞા કરી કે તેમણે અહિલ્યા સાથેનો સઘળો સંબંધ બંધ કરવો.

આ પ્રમાણે ઘણો સમય વહી ગયો; અને ગૌતમ ઋષિને મહા દુઃખ થયું. તેથી પોતે સર્વ ઋષિયો સમિપ આવી પ્રાર્થના કરવા લાગ્યા કે "હે ઋષિયો! મારા પાપનું હરકોઇ પ્રકારે નિવારણ થાય એવો મને ઉપદેશ કરો."

દુરથી ઉભેલા ગૌતમ ઋષિની આવી નમ્ર પ્રાર્થના સાંભળી સર્વ ઋષિયો એકત્ર વિચાર કરી બોલ્યા કે—

"હે ગૌતમ ઋષિ! પાપની શુદ્ધિ કર્યા સિવાય પાપથી મુક્ત થવાતું નથી. તે માટે તમે પ્રાયશ્ચિત કરો. અને તમો આ સ્થાનકમાં પ્રથમ ગંગાજી લાવો, અને તેમાં સ્નાન કરી શુદ્ધ થઇ કોટી

પાર્થિવેશ્વર કરી તેમનું સેવન કરો, જેથી પાપથી મુકત થશો, ત્યાર પછી અમો સર્વ તમારો અંગીકાર કરીશું."

આ સાંભળી ગૌતમ ઋષિ બોલ્યા કે "હું તમારી આજ્ઞાને આધિન છું." એ પ્રમાણે કબુલ કરી એમણે વિધિ પૂર્વક અને શાસ્ત્રોકત રીતે શ્રી પાર્થિવેશ્વરનું ધ્યાન પૂજાદિક કરવા લાગ્યા. તેથી શ્રી સાંબ સદાશિવ પ્રસન્ન થઇ કૈલાસપર્વત ઉપરથી ગીરિજા તથા ગણો સહિત પધાર્યા અને બોલ્યા કે

"હે ગૌતમ ઋષિ ! હું તમારાં ધ્યાન પુજનાદિક કર્મથી પ્રસન્ન થયો છું. માટે તમારી ઇચ્છાનુંસાર વર મારી પાસેથી માગી લ્યો."

એવું સાંભળી ઋષિ, ગિરિજા સહીત સંકરનું સ્તવન કરી, દર્શન કરી બોલ્યા કે "હે શિવ! હે ઉમાકાંન્ત ! હે પાર્વતિપતે ! મને પાપ રહિત કરો." ત્યારે શિવજી બોલ્યા કે તમો પાપ થકી મુકત છો અને પવિત્ર છો. અને આ દુષ્ટ ઋષિઓએ તમારા ઉપર મિથ્યા અપવાદ મુકીને તમને દુઃખ દીધું છે. માટે એ ઋષિયોનાં દર્શન જે પ્રાણિયો કરે છે. તેજ પાપી પ્રાણિ જાણવા. પણ તમો તો નિરંતર શુદ્ધ છો, તત્વજ્ઞાનને જાણનાર છો, અને મહાત્મા છો."

આવાં વચન સાંભળી ગૌતમ ઋષિ બોલ્યા કે "હે શિવ ! એ સર્વ ઋષિઓએ મ્હારી પ્રત્યે. જે આ ચરણ ચલાવ્યું છે તેને લીધે મ્હારી ઉપર એમનો ઘણો ઉપકાર થયો છે. કારણ કે આપના દર્શનનો લાભ કાંઇ બીજા પ્રકારથી મને થવાનો નહોતો. માટે એ ઋષિઓને ધન્ય છે કે એમણે મ્હારૂ અત્યંત કલ્યાણ થાય એમ કર્યું.,

એવું વચન સાંભળી શ્રી મહાદેવ અંતિ આનંદમાં આવ્યા. અને બોલ્યા કે હે ઋષિ ! તમને ધન્ય વાદ આપું છું. તમો સમદર્શિ છો. એ જોઇ હું ઘણો પ્રસન્ન છું. માટે આપને જે કાંઇ મનવાંછિત ફળની ઇચ્છા હોય તે પ્રપટ કરો.

આ ઉપરથી ગૌતમ ઋષિ બોલ્યા કે આપ પ્રસન્ન થયાં છો. તેથી મને ઘણો આલ્હાદ થયો છે. અને આપના કહેવાથી હું યાચના કરૂં છું કે માહારાજા! આ સ્થળમાં ગંગાજી પધારે એમ કરો.

આ સાંભળી શ્રી મહાદેવજીએ તત્કાળ પ્રથમ ભગિરથ રાજાને જે ગંગાજળ બ્રહ્માએ આપ્યું હતું તે મધ્યેનું અવશિષ્ટ રહેલું જળ ગૌતમ ઋષિના ઉપર પ્રસન્ન થઇ તેમને આપ્યું, આ રીતે ગંગાજી ગૌતમ ઋષિના આશ્રમમાં પધાર્યાં. અને તેજ દિવસની એ નદીનું નામ "ગૌતમી ગંગા" (ગોદાવરી) પડ્યું.

હવે ગૌતમ ઋષિએ શ્રી ગંગાજીનું પૂજાર્ચન કરી સ્તુતી કરી બોલ્યા કે "હે ગંગે! મને આપ પવિત્ર કરો." ઋષિનું આ પ્રકારનું વચન સાંભળીને ગંગાજી પ્રસન્ન થઇને શ્રી મહાદેવજી પ્રત્યે બોલ્યાં કે "હે શંભુ! આ ઋષિને સપરિવાર પવિત્ર કરી હું મ્હારા સ્થાન વિશે જઇશ." એવું સાંભળી શ્રી માહાદેવજીએ આજ્ઞા કરી કે જ્યાં સુધી કળીયુગ આવે ત્યાં સુધી તમારે આ સ્થાનમાં લોકના હિત અર્થે રહેવું.

ત્યારે ગંગાજી બોલ્યાં કે "આપે પણ ગણો સહવર્તમાન આ સ્થળમાં નિવાસ કરવો અને હું પણ આપના કહેવાથી રહીશ." આ પ્રમાણે બોલી શ્રી ગંગાજી ગૌતમના આશ્રમમાં પધાર્યાં. અને શ્રી માહાદેવજીએ પણ તેમના સમિપ નિવાસ કર્યો, એટલે સર્વ દેવ, તિર્થ, ક્ષેત્ર અને ઋષિયોએ આવી શ્રી સાંબની તથા ગંગાજીની પૂજા કરી. અને આનંદ પામ્યા. અને સર્વે કહ્યું કે તમોએ અત્રે નિવાસ કર્યો તે બહુજ ઉત્કૃષ્ટ થયું. અને સદા કાળ જગત્ માત્રને પવિત્ર કરવા અહિંજ બિરાજો.

ત્યારે ગંગાજી બોલ્યાં કે—

भवस्तु मे विशेषो त्रत्रेयश्चैत्रकथं भवेत्

"આ સ્થળને વિષે મ્હારો વિશેષ પ્રતાપ અને ખ્યાતિ થાય એમ શી રીતે થશે?"

આ પ્રમાણે શ્રી ગંગાજી બોલ્યાં ત્યારે સર્વ દેવ, ઋષિ, નદિયો અને મુખ્ય ક્ષેત્રો તથા તિર્થો પ્રણામ કરીને આ પ્રમાણે બોલ્યા—

सिंहराशौ यदास्याद्वेगुरुः सर्वे सुहृत्तमः ॥
तदावयंच सर्वेवै आगमिष्या मरत्त्वांपुनः ॥
एकादशव वर्षाणि लोकानां पातकं त्विह ॥

"સર્વે પ્રમાણિ પ્રાણિયોને મિત્રની પેઠે સુખ દાયક એવા જ્યારે સિંહરાશિના ગુરૂ થશે. ત્યારે અમો સર્વ તમારી પ્રત્યે પુનઃ પુનઃ આવીશું. અને લોકોનું અગિઆર વર્ષનું સર્વ પાતક.

क्षालितंत्व भवेदेवमलिनांचसरिद्वरे ।
तस्यैवक्षालनार्थंचयास्यामः सर्वथाप्रिये ॥

અમારાથી જે નાશ પામેલું નહીં હોય તે પાયની સુધ્ધિ કરવા માટે હે ગંગે! અમો સર્વ તમારી સમિપ આવીશું, જેથી તે પાપનો નાશ થશે. તેથી લોકોના હિતને માટે તમો તથા શીવ અત્રે બિરાજો. અને અમો સમગ્ર સિંહના ગુરૂ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી પ્રાતઃકાળે, મધ્યાન્હે, અને સાયંકાળે, તમારા જળમાં સ્નાન કરી સુદ્ધ થઇશું."

એ પ્રમાણે ગૌતમાદિ સર્વે ઋષિઓએ ગંગાજી તથા સાંબની પ્રાર્થના કરી તેજ દિવસથી ત્યાં શ્રી ગંગાજી તથા શંકર બિરાજેછે. અને તે દિવસે પુસ્કર રાજ આદિ સર્વ તિર્થો, ગંગાદિ સર્વ નદિયો તથા વિષ્ણુ ભગવાનાદિ સર્વે દેવો, તથા ગૌતમાદિ ઋષિયો ગૌતમી ત્રઠ ઉપર નિવાસ કરી રહે છે. માટે જ્યારે સિંહના ગુરૂ થાય ત્યારે સર્વ પ્રાણિ માત્રને ગોદાવરી જઇ ત્યાં ગંગાજીમાં સ્નાન કરી. તથા ત્રંબકેશ્વર (નાશક ત્રંબકમાં છે તે)નું ત્રિકાળ દર્શન કર્યાથી સર્વ તીર્થમાં સ્નાન કર્યાનું, તથા સર્વ દેવોની યાત્રા કર્યાનું, તથા સર્વ દેવોની પુજા કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. માટે જ્યાંસુધી સિંહના ગુરૂ હોય ત્યાં સુધીમાં જો સર્વે પ્રાણિ માત્રો ગોદાવરીના સ્થાન વિષે આવી નિવાસ કરસે અને ત્યાં ગંગાજીમાં સ્નાન કરશે. તો તેથી

મહા દારૂણ પાપ–અભક્ષ્યાભક્ષનો દોષ, સુરાપાન, આદિ સર્વ દોષ પાતકથી રહિત થઇ શુદ્ધ થાય છે. અને મોક્ષ મળે છે.

**ऋषयऊचुः**

गंगाचजलरूपेण कुतोयातात्र प्रभो ।
तन्माहात्म्यं विशेषेणवक्तुमर्हस्यशेषतः ॥

સનકાદિ સર્વે ઋષિયો સૂત પુરાણિનું એવું વચન સાંભળીને કહે છે કે–"હે પ્રભુ ! ગંગાજી જળના પ્રવાહરૂપે ક્યાંથી પ્રગટ થયાં? અને તે સ્થાનનું પૂર્ણ મહાત્મ્ય કૃપા કરીને કહો."

એવું વચન સાંભળીને ઋષિયો પ્રત્યે સૂત પુરાણિ કહે છે કે,

"જ્યારે ગૌતમે ગંગાજીની પ્રાર્થના કરી ત્યારે બ્રહ્મગીરિ નામે પર્વત ઉપર ઉમરડાના વૃક્ષની ડાળથી પ્રવાહરૂપે પોતે ઉત્પન્ન થયાં; અને ત્યાં ગૌતમાદિ સર્વે ઋષિયો સ્નાન કરીને આનંદ પામ્યા, ત્યારથી "ગંગાદ્વાર" એવું તે તીર્થનું પ્રસિદ્ધ નામ પડ્યું. ત્યાર પછી કુશાવર્ત નામે કુંડમાં શ્રી ગંગાજી પ્રગટ થયાં, તેથી તે કુંડમાં જે પ્રાણિ સ્નાન કરે છે. તે મોક્ષ પામે છે. માટે એ પ્રકારે એ સિંહના ગુરૂએ તીર્થમાં જઇને નિલકંઠ મહાદેવનું તથા કોટિશ્વર તિર્થનું દર્શન કરવાથી–શ્રી ગંગાજીમાં સ્નાન કરવાથી–પંચવટીમાં શ્રી રામચંદ્રજીનું દર્શન કરવાથી–અને શ્રી ત્ર્યંબકેશ્વરનું દર્શન કરવાથી દરેક પ્રાણિ જન્મ મરણના ફેરામાંથી ઉગરી મોક્ષ પામે છે."

આ પ્રમાણે સૂત પુરાણિએ સનકાદિ ઋષિયો પ્રત્યે શ્રી ગોદાવરી માહાત્મ્યની કથા કહી સંભળાવી છે. માટે સર્વ પ્રાણિમાત્રોએ સિંહના બૃહસ્પતિ જ્યારે આવે ત્યારે આ કથાનું સ્મરણ કરીએ પુણ્ય તીર્થમાં જઇ શ્રીગોદાવરી (ગંગાજી)માં સ્નાન કરવું. જેથી જન્મ મરણનું દુઃખ દુર થાય છે.

गोदावर्याश्चमाहात्म्यं कथितंच ऋषीश्वराः ।
यत् श्रुत्वासर्वपापेभ्योमुच्यते नात्रसंशयः ॥

**॥ इतिश्री गोदावरी महात्म्यं संपूर्णम् ॥**